( રચનાર વૈદ્ય દામોદર કાનજી )

સાંભળજો સહુ પ્રેમ ધરિને,
  સતી શણગાર મજાનો રે;— સાંભળ૦
પ્રાચીન સતીઓ અંગે ધરતી,
  ગણી એ ખરો ખજાનો રે.— સાંભળ૦

નીતિ ન્યાય કડાં જે કરનાં,
  તે શુભ કરમાં ધરતાં રે;
સદ્ગુણની શુભ સાડી પહેરી,
  તે ધરણીમાં ફરતા રે.— સાંભળ૦

શીયલરૂપી ત્યમ નૌતમ સાડી,
  તે તનને શોભાવે રે;

વિનય વિવેક રૂપી પાલવની,
   શોભા બહુ દર્શાવે રે.— સાંભળ૦
પતિના નામ રૂપી હીરાનો,
   હાર હૃદયમાં ધરતાં રે;
વિધ વિધ એજ ચમકતા હારે
   શોભે હરતાં ફરતાં રે.— સાંભળ૦
મર્યાદા રૂપી મોતીથી,
   નાક બહુ સણુગારે રે;
લાજ રૂપી નથ પહેરેલીને,
   જોવા દેવ પધારે રે.— સાંભળ૦
પતિસેવા અંગીકૃત કુંકુમ,
   દિવ્ય લલાટે શોભે રે;
એજ તિલક સાભાગ્ય વધારે,
   પતિ દર્શન મન લોભે રે.— સાંભળ૦

પતિ સાથે મળી હાર હારના,
  નામ રૂપી પણ ધરિને રે;
આનંદે ઉભરાઇ રહેતાં,
  પતિપદને અનુસરિ રે.— સાંભળ૦
ધર્મ અને સત્કર્મ સુગંધી,
  પસરે જેમાં સારી રે;
એવાં કુસુમ ધરેછે ઉર પર,
  ઉત્તમ સદ્ગુણી નારી રે.— સાંભળ૦
હેવે આ શણગાર નીરખીને,
  હરખી દાસ બને છે રે;
દામોદર પણ સતી શણગારો,
  અદ્ભુત નિત્ય ગણેછે રે.— સાંભળ૦



# ગરબી



આવોને નંદલાલ રમવા આવોને એ રાગ

પ્રભુ રૂપ ધારો ચિત્ત, સદ્‌ગુણી નારીઓ રે,
સ્વામીઉપર રાખો પ્રિત, સદ્‌ગુણી નારીઓ રે.
પતિ પ્રેમજળથી કરો મન શુદ્ધિ,
જેથી જાયે કુબુદ્ધિ— સદ્‌ગુણી.
વ્રત તીર્થ આદિનું નથી કાંઇ કામ
ખરૂં એક સ્વામીનું નામ— સદ્‌ગુણી.
જુઓ તો ખરા કે શાસ્ત્ર શું કહેછે,
ઋષિ મુનિઓ શું વદેછે— સદ્‌ગુણી.
પતિ છંદ અનુગામિની જે નારી,
સ્વર્ગ નથી તેને ભારી— સદ્‌ગુણી

સેવા પતિની કરો શુદ્ધ મનથી,
મુખ ત્યાગી વિપરી જનથી-- સદગુણી.
પતિવૃતા નારી છે ઇશને વહાલી,
રે જે પતિસંગે મહાલી— સદગુણી.
સ્વામી સેવાથી રે ઇશ્વર રાજી,
વધશે થાશો પુત્ર માજી— સદગુણી.
ગોરી પણ કુલક્ષણ કાળી,
તો પછી શું ગુણવાળી— સદગુણી.
પતિવૃત વાળી પતિને રીઝાવો
જગમાં પતિવૃતા કહાવો— સદગુણી.
જેનું પતિ ઉપર ઘણું મન,
તેને કહો ધન્ય ધન્ય— સદગુણી.
સુ સ્ત્રીને બાઇ આ શીશ આપું, હું
સુખી થાઓ તેથી રાચું— સદગુણી.

# સ્ત્રી બોધક પંદર તિથિ.



રઘુ પતિ રામ રૂદેમાં......એ રાગ.

બેની પડવે તે પંથે ચાલો રે,
શુદ્ધ ધર્મનો મારગ ઝાલો રે;
કરો પતિવ્રત ધર્મને વહાલો,
શીખામણ માનજો તમે મારી રે.

બેનો બીજે તે બળીઆં બનવું રે,
અભિમાનને પુરણ તજવું રે;
શુદ્ધ સદગુણ વૃતને સજવું,
શીખામણ માનજો તમે મારી રે.

ત્રીજે ત્રીભુવન પતિને પીછાનો રે,
શુભ અંતર ભાવને આણો રે;
ભક્તિરસ મહી નિશદિન માણો,
શીખામણ માનજો તમે મારી રે.

ચોથે ચતુર બનો ઘરકામે રે
જેથી કુટુંબ સહુ સુખ પામે રે;
નિજપતિ મહી ચિત્ત વિરામે,
શીખામણ માનજો તમે મારી રે.

પંચમી પતિ આજ્ઞા પાળો રે,
પરમેશ્વર રૂપે ભાળો રે;
અમી દ્રષ્ટીથી નિત્ય નિહાળો,
શીખામણ માનજો તમે મારી રે.

છઠે ષટ્ગુણ ધારો અંગે રે,

વાણી મધુરજ વદવી પ્રસંગે રે;
શુભ વૃતિને રાખજો સંગે,
શીખામણ માનજો તમે મારી રે.

સાતમે સતસંગને સાધો રે,
તજવા નિત્ય વેધને વાંધો રે;
શુભ કાર્ય સદા તમે સાધો,
શીખામણ માનજો તમે મારી રે.

આઠમે એક શીખ અમારી રે,
સાસુ સસરાને નમવું વિચારી રે;
સંપની કરો ટેવ તમારી,
શીખામણ માનજો તમે મારી રે

નવમી નવાં વસ્ત્ર બતાવું રે,
શુભ ગુણ રૂપ સાડી સજાવું રે;

નિત્ય વીપરીત પંથ તજાવું,
શીખામણ માનજો તમે મારી રે.

દશમી દશ ભુષણ પેરો રે
ન્યાય નીતિ કડાં કર ધારો રે;
પ્રીતી પ્રેમની માળા પસારો
શીખામણ માનજો તમે મારી રે.

એકાદશી કરો પવિ ઉપવાસ રે,
કદી કરવો નહીં કંકાસ રે;
કરો જ્ઞાનના મનમાં ઉજાસ,
શીખામણ માનજો તમે મારી રે.

બારશે ધરો એવા ઉમંગ રે,
જેથી જગમાં રહે તવરંગ રે;
કરજો તમે સજ્જન સંગ,

શીખામણ માનજો તમે મારી રે

તેરશે તાપ મનમાં ન કરવો રે,
કલેશ અંતરનો પર હરવો રે;
શુભ કરી ભવસાગર તરવો,
શીખામણ માનજો તમે મારી રે.

ચૌદશે રહો ચતુર સ્વભાવે રે,
જેમ તમપર પતિ સ્નેહ લાવે રે;
આવો સમય ફરી નહી આવે,
શીખામણ માનજો તમે મારી રે.

પુનમે પુર્ણ બનો ઘરકામે રે,
જેમ અંતર સહુનું વીરામે રે;
જગમાં ત્યમ તમ યશ જામે,
શીખામણ માનજો તમે મારી રે.

દામોદરની શીખામણ સારી રે,
ગણજો શુભ હૃદય વિચારી રે;
પાળજો એજ અરજ અમારી,
શીખામણ માનજો તમે મારી રે.

---

## સ્ત્રી વચનામૃત,

---

કામણ દીસેછે અલબેલા તારી આંખમાંરે એ રાગ

બહેની! સ્નેહ રંગ આનન્દે નિત્ય મહાલજેરે,
પતિવ્રત પાળજેરે:-- બહેની.
ભારતીની[1] પુત્રી તું રૂડી,
સહે અનુપમ દુઃખડા ધીરી!
તહપિ[2] મીઠડે મુખડે તુજ સ્મિત[3] રાખજે રે,

૧. હિંદદેવી. ૨. તોપણ. ૩. મ્હોં મલકાવવુ

વિમળ[૪] પ્રીતિ ઝાંખજેરે:-- બ્હેની

ધર્મ શાસ્ત્રની અદ્દભુત વાણી,
સર્વ પંથમાં નીતિ પ્રમાણી,
દિવ્યયુગ્મ[૫] તુજ પતિ-તુજકેરૂં સુહાવજેરે,
શિયળમાં રાચજે રે-- બ્હેની.

અનેક લાલચ તુજને નડશે,
પ્રેમ માર્ગમાં કંટક પડશે,
જગદીશ્વર પર શ્રદ્ધા સાચી રાખજે રે,
તરીને તારજે રે.-- બ્હેની.

નિર્બળતા હૃદયેથી ઉતારી,
વિચારીને આચાર સુધારી,
પતિ ઉર વિરમી[૬] સંતાપે સુખદા[૭] થજેરે,
પતિ પ્રભુ માનજે રે,-- બ્હેની.

. શુદ્ધ. ૫. જોડું. ૬. રહીને. ૭. સુખ આપનાર

માતુ આપણી ભારતી જોતી,
ખિન્ન ગાત્ર[૮] આંસૂડાં લ્હોતી,
પૂર્વસ્થિતિ આહ્લાદક[૯] ગઇ કયાં એની છેરે,
અંતરમાં દ્હેરે,—— બ્હેની.
વ્હેમ કુસંપો, કલેશ કપાવી,
ગૃહમન્દિર સુખવાડી બનાવી,
દીન નબળામાં આત્મ ઉદ્ધાર તું ધારજેરે,
ખરૂં તુજ રૂપ તે રે.——— બ્હેની.
મૂર્ખ રૂઢિનાં બન્ધન તોડી,
સુનીતિ, લજ્જા, સુવ્રત જોડી,
નિજબાળક—બુદ્ધિ ને વૃત્તિ ખિલાવજે રે,
ઉદયની આશ એ રે.—— બ્હેની
શોક તિમિરની જ્વાળા ત્હારા,

---

૮. કરમાયેલા અંગોએ. ૯. આનંદદાયક.

કુટુમ્બમાં કરી શાંત, સૌબ્યદા,
તન મન આત્મોદ્ધાર સુધારા હાથ લેરે
જનનિ ભુમિ રક્ષજેરે,—— બ્હેની
(વિ. જ. બ્રા. સમાજ.)

